ॐ श्रीत्रिविक्रमेश्वरायप्रसन्नास्तुः

અમદાવાદની નાત સાથે ભળેલ ખત્રીની નાતનો

# નાત મેળો.

## ખાસ માનપત્ર.

ક્ષત્રિ, રણછોડદાસ ઉર્ફે ત્રિવિક્રમદાસ

લક્ષ્મીરમણદાસને.

---

રાજનગર મિત્રમંડળ તરફથી.

ખાસ રચી પ્રસિદ્ધ કરનાર.

ક્ષત્રિ, શામળભાઇ વિ. ડોસાભાઈ.

તથા

સુતાર, રેવાદાસ વિ. ભાઇચંદ.

---

અમદાવાદ.

"વિજય પ્રવર્તક" પ્રેસ.

# માન પત્ર.

## ક્ષત્રિ રણછોડદાસ ઉર્ફે ત્રિવિક્રમદાસ લક્ષ્મીરમણદાસ.



મને બોલવા માટે ઘણોજ હર્ષ ઉત્પન થાય છે કે, આપની જ્ઞાતીમાં ઘણાંક વર્ષથી વિભાગ પડી જૂદા પડેલ ભાગો હતા. તે ભાગો આજ દિવસ સુધીમાં કોઇયે પણ આપની જ્ઞાતીમાં એકત્ર કરી આવો નાત મેળો કર્યો નહતો. ને આપે સર્વે ભાઇયોને એકત્ર કરી નાત મેળો કર્યો તેથી હુ ઘણોજ અતિ હર્ષાનંદમાં નિમગ્ન થયોછું. અને હું મારા ખરાં અંતઃકરણવડેથી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરી કહુછું કે, આવા શુભ કર્મોમાં આપની બુદ્ધિપ્રવિણ રહો. અને હુ આપને ધન્યવાદ આપુંછું કે, આ પ્રસંગે આપે ઘણો પરિશ્રમ લેઇ આકાર્ય કર્યું. તેથી આપના પરિશ્રમને પણ ધન્યવાદ આપુંછું. અને આપને આકાર્યમાં મદદ કરનારાઓને પણ ધન્યવાદ આપુંછું. હું આપના કોમળ ચર્ણાંવિદમાં આપના માન ખાતર આ લઘુપુસ્તક મારી અલ્પ બૂદ્ધિથી રચેલ અર્પણ કરુંછું, તે સ્વિકારશો.

લી. ચંદ્રમોલિ શેવક.

**ક્ષત્રિ શામજીભાઇ વિ. ડોસાભાઇ.**

તથા

**સુતાર રેવાદાસ વિ. ભાઇચંદ.**

૬૮૧૫

# નાતમેળો.

## સ્તુતિ.

### મરાઠી ચાલની શાખિ,

ત્રિશુલને ધરનારને વંદુ, વિધીના પુજુ પાયે;
કૃપા નજરથી સામું જોતાં, મનોરથ પૂરણ થાયે;
ગણનાયક સિંધુ, સ્વામી કાર્તીકના બંધુ. ૧
શોકને હરણી ત્રિશુલ ધરણી, ગૌરવ રંણિ હે શીવા;
માતંગી તુજ મંડપ માંહી, નીસ બળે ઘ્રત દીવા;
હે જગત તણી મા તુ, સહાય મહેર કરી થા તું. ૨

### ભુજંગી છંદ.

ખરા પ્રેમથી આનમેં બાળ તારો,
રૂડિ સારદા દાસનેરે ઉગારો;
સદા કામદા મોક્ષદા ભોગદા તું,
વળિ તું મન રંજનિ છે સદા તું. ૧
કરો સહાયતા ગણપતિ દયાળુ,
સહુ સિદ્ધિ કામ કરોરે કૃપાળુ.
ગુરૂજી તણા પાદ પૂજુ સદાયે;
ચહુંદાસ ભક્તિ તજું ન કદાયે. ૨

### દોહરા.

ધન્ય ધન્ય દ્રવ્ય સંચિયું, ધન્ય શિરધરનાર,
ધર્મજીતને ધન્ય છે, ધન્ય ખર્ચ કરનાર. ૧

આણુંદ સૌને મન છે, અતિશે આજ અપાર;
હર્ષિત થઇને સૌ કરે, નરનારી આવાર. ૨
નાત મેળો કર્યો આદિને, હર્ષ ધરી મનમાંય;
ધનધન ડાપણ શું કહું, સ્વપર જનજસ ગાય. ૩

## ( રાગ ગીરધારીનો ) વરાનું વર્ણન.

ધન્ય ધન્યરે, જાઉંનામ પરવારી, ખર્ચિ દામ લીધો જસભારી;
ધન્ય માતતાતરે, ધન્ય ગુરૂજી તમારા, પ્રેમે કીધાં જમણુ બહુસારાં.
ઝુલ—ભલુ ભલુ કામ શુભ કીધુંરે, આમંત્ર સ્વજનને દીધુંરે;
બેસવા માટે આસન દીધુંરે, તેવે થઇછેરે પત્રાળાની તૈયારી. ખ૦ ૧
પછી પડીયારે, નરનારીને દીધા, સૌયે મન મનતા લીધા;
રૂડા શાકોનીરે, ભલ્લી થઇ છે ચડાઇ, મચ્યુ ધમશાન દાળનુંબાઈ;
ઝુલ—કીધી ભીંડા ભાઇયે અસવારીરે, આવ્યાં કારેલાં કરી તૈયારીરે;
દુધી કે છે હું આવું સારીરે,તેવે બટાકારે,આવ્યા જસને પોકારી.ખ૦૨

## ગરબી.

### ( અચકો મચકો કારેલી એ રાગ. )

જુવો અસવારી આ મારીરે, રાયતાની છે બલીહારી;
ખાઓ ખાંતે નરને નારીરે, રાયતાની છે બલીયારી. ૧
ખાટું ખારૂંને વળી તીખુંરે, રાયતાની છે બલીહારી;
ચાખો ચાખો લાગે મીઠુંરે, રાયતાની છે બલીહારી. ૨
ખડખડીયાની અસવારીરે, જુઓ ભાઇઓ આ આવી;
પીરસે સૌ નેહીત કારીરે, જુઓ ભાઇયોં આ આવી. ૩
સેહુ લેછે નરને નારીરે, જુઓ ભાઇયો આ આવી;
થયો સોર બકોર મ્હા ભારીરે, જુઓ ભાઇયો આ આવી. ૪

( રાગ કલ્યાણ )

હાંહાંરે આવ્યા અણા, રહી ન કાંઇ મણા;
લીયેછે નર નારી (૨) રે, ખાતાં થાયે આનંદ ઉર ભારી.
હાંહાંરે આવી ફેરી, પીરસનારા લ્હેરી;
સ્વાદે સુખકારી (૨) રે, ખાતાં થાયે આનંદ ઉર ભારી.
હાંહાંરે રાઇ ચઢી, ગોળથી જાણે મઢી;
જમેથી ગુણકારી (૨) રે, ખાતાં થાયે આનંદ ઉર ભારી.

( થયા છોરે પતી તેજ પ્યારી તનના એ રાગ. )

ઓ આવ્યા મન ભાવ્યા કણસાઇ, ખારી પુરી સારી. ખારી.
અતિ રૂપાળી કણસાઇ માંહી, દીસેછે કપી લાલ;
જોયા આજે, અનુરાગે, ચિત્ત લાગે, મન માગે,
તે વખતે લેછે નર નારી તનમમાં થઇ રાજી. ઓ આવ્યા.
ખારીપૂરીની ખૂબી બની છે, સુંદર શી શોભાય;
મન લોભે, ચિત્ત થોભે, પ્રાસેલાલ, ફરી વ્હાલ,
જમી જમી સ્વાદ લેછે ફરી ફરી નરનારી. ઓ આવ્યા.

લાવણી.

( મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી )

ફેરી દાળનો જોઇ ઝટ, અપયશ નાઠો,
જસનું વધીયું છે જોર, પાડયો તવ ધાંટો. ૫
તવ કઢીએ બીડીબાથ, અપયસને ઠોક્યો;
ભાતે ભરીને બંદુક, માર્ગમાં રોક્યો.
તવ અપયસ બોલ્યો આપ, મુને નવ મારો;
હવે નહિ આવું આ ઠામ, આજ ઉગારો.

## ક્ષમીકલંક.

### ( જસ અપજસને ધિક્કારે છે. )

નીચ પાપી હરામી અપજસ, અહીંયાં તું તો કેમ આવ્યોરે:
ચાલ્યો જા ઉભો નરે લવલેશ, અહીંયાં તું તો કેમ આવ્યો.
જલદી જા નીકર મારૂં જુતીચાર, અહીંયાં તું તો કેમ આવ્યોરે:
કરૂં મારગારી ચૂરનિરધાર, અહીંયાં તું તો કેમ આવ્યોરે.
કાળુ મુખ લેઇ ઉભો શાનેકાજ, અહીંયાં તુંતો કેમ આવ્યોરે:
કુતાહરામી તને ન આવીલાજ, અહીંયાં તુ તો કેમ આવ્યોરે.

### ગીતિ છંદ.

બસ બસ અહિંથી જા તું, કૃપણ નરને ઘેર જતું રહેજે:
કામ પડે જો મારૂં, તો ઝટ આવી સંદેસો કેજે.
એણિ રિતે નર નારી, નાતમેળાગાં જમ્યા અતિ હરખે;
છેલ્લે સોપારિ દિધી, વીદાય થયાં સજ્જન સહુ નરખે.

### ( મધુર સ્વર ક્યાંથી આ સંભળાય. )

હર્ષે જમ્યાં નર નાર, દયા કરી હર્ષે જમ્યા નર નાર;
નાત સ્વરૂપી ગંગા પધાર્યાં, હર્ષનો નહિ પાર, દયા.
મુનિ શિવ પેઢીનાં માન વધાર્યાં, લાજ રાખી નિરધાર. દયા.
આ ગંગાની ઉલટી લ્હેરો, કૃપણ મરે શત વાર. દયા.
ઉદાર નર નારી સુખે ખરચે, જીવન ચોરે લગાર. દયા.
કૃપણ જીવનો અપજસ નાઠો, વાધ્યો જસ અપાર. દયા.

### ( ડરમાં તુ દિલ સાથ એ રાગ. )

માનું હું આભાર, તમારો માનુ હું આભાર;
કહુંછું હું વારંવાર, તમારો માનું હું આભાર.

સહુ નર નારી, હેતે જમાડી, ધન ખર્ચીને માનજ લીધું;
અપજશ તું મોકાળું કીધું, પરમેશ્વરે કીધું કામજ સીધું;
સહુ જનોએ અતિ માન દીધું, (ભા) નાત ગંગાનો પ્રવા,
કૃપણને થન હવા, અધર્મીનું ધન, ખાશે નિચ જંન,
માટે ખરચો મારા યાર, હાંહાંરે માટે.—તમારો.
નાતને નીર્ખિ, હૈયામાં હર્ખિ, સંતતી સંપની સદાયે પામો,
સુનીતિનો જસ જુગમાં જામો, શાંતિ અને સુખ આવી વિરામો;
શુભ કૃતિમાં સદા જય પામો. (ભા.) ધર્મીનો જય,
પાપીનો ક્ષય, નીતિનો સંગ, કુનીતિનો ભંગ.
કરી નાતે રહાય અપાર, હાંહાંરે કરી.—તમારો.

### કવિત અથવા મનહર છંદ.

વાધીયોહેં બ્હોત યસ, ભાગીયો હે અપયસ;
મહ ભારી લીયો યસ, ખૂબ વરતાયાહે.
અચ્છે દામકું કમાયા, નીતિ પંથમે ઉડાયા;
સ્વપર નાત જીમાયા, હરખે ભરાયા હે.
દેખે બ્હોત પેસેવાલે, માખ્ખી ચૂસ ગદવાલે;
જોડકે ખજાને ડાલે, માન નહિ પાયા હે.
ધન્ય ધન્ય બાલાભાઇ, નીતિસે કરી કમાઇ;
ખરચું રણછોર ભાઇ, આગે જોગ માયા હે.

### ગાહ.

કહીયે આજનો દીવસ ધન્યરે, વાધ્યો સૌને મન આનંદ;
પાટે પધાર્યો બહુ ગુણીજંનરે, વાધ્યો સૌને મન આનંદ. ટેક.
આણંદ આજે એવો લાગે, નિરખી નરનું નૂર;

રાજનગરમાં ઉગીયો જાણે, શાંતિ રૂપી સૂરરે. વાધ્યો. ૧
નરનારીનાં ટોળેટોળાં, ધરિ અંગે શણગાર;
નિજ બાળકોને સાથે લઇ, ચાલે છે લારો લારરે. વાધ્યો. ૨
આવી શોભા ઉમ્મર ધરીને, નિરખી મેં તો આજ;
ઉદાર નરકો નિપને આવા, તેજ કરે આવું કાજરે. વાધ્યો. ૩
નાત સ્વરૂપી ગંગાનું છે, જોજો નિર્મળ નીર;
પાપી જનોનાં પાપ પળાયે, શુદ્ધજ થાય શરીરરે. વાધ્યો. ૪
આ ગંગામાં સ્નાનજ કરવું, કૃપણનું નહિં કામ;
શૂરા પૂરા નર હોયકો સાચા, જેપર રીઝે રામરે. વાધ્યો. ૫
રાજ નગરની ભૂમી ઉપર, થઇ આવી શોભાય;
અન્ય વખત તું કરજે પ્રભુજી, શામજી મનમાં સ્હાયરે. વાધ્યો. ૬
ત્રિકમજી તું રક્ષા કરજે, વિશ્વપિતાદે ધંન;
કૃપણુ મેળો કરવા ચાહે, મનમાં પામીઆ નંદરે. વાધ્યો. ૭
**રમા**સાનૂ. કુળરે જો સદાયે, **રમણ** કરો ઘરમાંય;
એટલે આશીષ ગારી છે મનથી, રેવાદાસ ગુણ ગાયરે. વાધ્યો. ૮

## આશિર્વાદ.

### છપ્પા.

સત્તાવીસે સાંત, ત્રણ તેરેને ત્રીસે;
નવ દસ આઠઉભાર, બાર બાવન બત્રીસે;
ચૌદ ચાર ખટ સોળ, તેહનો છુટે બિરાજે;
એકાદસ દુખહરે, અરે અરિ મુખ કરે તે પ્રાજે;
રાવણારી છાપન પતી, તેહ ચરણુ તંવચીત ધરે;
નિરમે સુત વાણીવદે, કે રાઘવ તમ રક્ષા કરો.

તગચેર ત્રીજોવર, પ્રથમવાર નિત પૂજો;
ચતુર જયમ ચોથોવાર, સત્તવાલે શુભ સુઝો;
પ્રસન્ન પાંચમો વાર, વિમળીજસ વિધા વાધો;
છઠ્ઠાવારની છત્ત, શોભા છત્રની સાધો;
સાતમોવાર સંકટ હરો, અધિપતિ ડાભા વંસને;
આશિર્પાદ કવીજન કહે, ઘનશ્યામ કેશ વંશને.

## ઇતી નાત મેળો સમાપ્ત.

### ઉપદેશક ભજનો

#### છપ્પો.

દસરથ સુતમનમાંય, જનક સુતા બહુ પ્યારી;
લક્ષમણ કરતા સેવ, ભરત તન નાંખે વારી;
પદરજ શેવા ચ્હાય, અંજની સુત હનુમંત,
શત્રુઘ્ન શિધરિછત્ર, ભક્તિ કરતા બહુ અનંત;
આદર નિશનીરખે તેમને, ધ્યાન ધરે એક ચિત્તથી;
ત્રિવિક્રમભાનૂ ફૂળમણી, જન જાણી ન્યાલે પ્રિતથિ.

#### ગરબો.

( રાગ. સખીયો નિજનિજ નીતિ ધર્મ સદ સંભાળીયેરે. )

હરિ નામ તણો આધાર આ જુગમાં જાણજોરે. ટેક.
હરિના નામ પ્રતાપથી, કંઇનાં સિધા કામ.
રામ નામ ઉત્તમ ઘણું, પૂરે ભક્તની હામ.
હરિએ નામ પ્રતાપે નરક મુકાવીયાંરે;
કીધાં કીધાં ઘણાં ભકતો તણા કામ. હરિના નામ.

નામે નામ દેવની છાપ રૂડી છાપરીરે;
મીરાંબાઇનું ઝેર, સુધા કર્યું શ્યામ. હરિના નામ. ૧

તેલ કઢા સીતળ કરી, સુધન વાને કાજ;
જળમાં મુક્ત રાખીયો શકે તાં ગજરાજ.

નામે હાર નરસૈ મેતાજીને આપીયોરે;
જાણી જાણી જાણી પોતા તણો દાસ. હરિના નામ.
નામે પ્રતાપે પાશાણુ પાણીમાં તર્યારે;
નામ થકી તાર્યો અંજામેળ ખાસ. હરિના નામ. ૨

દુરવાસાના શ્રાપથી, રાખ્યો અંબરિશ રાય;
નામ પ્રતાપે ધ્રુવની, હરિએ કીધા સ્હાય.

રંકા બંકા પીપો ગુણકા ઉગારીયારે;
રૂપનાઇનું લૈને હરિએ કીધું કામ. હરિના નામ.
પાંડવ કેરાં ઘણાં ઘણાં દુખ નિવારીયારે;
પૃથા સુતના સારથી થયા પુરણ કામ. હરિના નામ. ૩

નેભામાંથી રાખિયાં, બચ્ચાં શ્રી અવીનાશ,
મુઇ ગાય સજીવન કરી, પાત્રિ લિધિ રોહિદાસ.

ગીધ ભીલડી જેવાં અધમને અવતારીયારે;
હરિ નથી જોતા ભક્ત તણી કંઇ જાત. હરિના નામ.
જયદેવની નારી મુઇ સજીવન કરીરે;
ત્રિલોચન ઘેર કાવડ ભરી મારાનાથ, હરિના નામ. ૪

ચંદ્ર તણી શાતા કરી, વિષ હેડી બિરધાર;
ભક્ત પોતાનો જાણીને, દીધી વિશ્વમાં નાર.

રામ નામથી પ્રલ્હાદ સુખ પામીયોરે;

હોળકાને બાળી ઉગારીયો દાસ. હરિના નામ.
રામનામથી અવિચળ પામીયેરે;
કરજોડી કહે છે ત્રિવિક્રમદાસ. હરિના નામ. ૫

( રાગ ડરમાં તું હોશસાથ. )

નિત ભજીયે ભગવાન, ભાવથી નિત ભજીયે ભગવાન;
અંતે એ સુખનું ધામ, ભાવથી નિત ભજીયે ભગવાન. ટેક.

કૂડ કપટને પરહરી, ગાઓ ગુણ ગોવિંદ;
રામરટણ કરો પ્રેમથિ, થાયે ઉરઆનંદ.

કામને મારો, ક્રોધનિવારો, લોભ તજી મદમાનને મારો,
નામ રૂપી બાણો કરમાં ધારો, વિષય ભોગ ભુંડા કરી જાણો;
હરિની ભક્તિ ઉરેપરમાણે, (ભા) પ્રેમથી ભજન કરો,
નિકર જમ આવી ફસાવસે, કાળના મોમાંથી ઉગરો;
નહિંતો દુખી થશો (ગાયન) માટે તજી દીયો અભિમાન,
હાંહાંરે માટે તજી દીયો અભિમાન. ભાવથી. ૧

તનમનધન અરપણ કરી, લેવું નિરમળ નામ;
ધનદારામાં જો ધસ્યાં, તો બગડ્યું સહુકામ.

કુમતિ મારો, સુનીતિધારો, પરધન વિષ કરી પ્રમાણો;
પરસ્ત્રી માત બેન કરી જાણો, રામની ભક્તિ ઉરમાં આણો,
મીઠ્યા માયામાંથી શીદ ગુંચાણો, (ભા) માયામાં ફસે નહિ ફાવે;
અંતે એ દુખદાઇ છે, માટે સમજીને મુકો,
નિકર જમ આવી મુકાવશે, (ગાયન) એવું જાણી રટો નિદાન,
હાંહાંરે એવું જાણી રટો નિદાન. ભાવથી. ૨

પ્રેમ ભક્તિ ઉરમાં ધરો, રટોરામનું નામ;

અંતે આવિ ઉગારશે, રામજી પુરણ કામ:

ભાવથી ભજો, પ્રેમથી સજો, આસ પુરશે કૃષ્ણ કૃપાળુ;
અંતે ઉગારશે દિન દયાળુ, શ્રી હરિ છેરે પુરણ માયાળુ,
મારે જમ પૂરે વજ્જર તાળું, (ભા) એવા હરિને પ્રેમથી ભજો;
નહિ તો ચોરાશીના ફેરામાં જવું પડશે, એવું જાણી રામ ગુણ ગાજો,
નકામો વખત ગુમાવો નહિ, (ગાયન) હું તો સત્ય કહું મુકી માન;
હાંહાંરે હું તો સત્ય કહું મુકી માન. ભાવથી. ૩

ત્રિગુણાતીત હરી ભજો, વિચારિને ઉર માંય;
કૃપા હરી પળમાં કરે, મદ સુદન મન માંય.

ગોવિંદ ગાઓ, હરિ પદ જાઓ, ત્રિવિધીના તાપ પળમાં ટળશે,
વિના દૂખે હરિ ઉરમાં મળશે, કૃષ્ણ કૃપાનિધી દુખડાં હરશે;
મનમાંહી મ્હેર શ્રી હરિ ધરશે, (ભા) દીન દયાળુ દયા કરી લાજ રાખશે,
પ્રભુ કરી પુરણ સુખ આપશે, અંતે આવી જમ પાશથી છોડાવશે;
અને પોતાના ધામમાં લઇ જશે. (ગાયન) એવું જાણી જપો રણછોડ નામ,
હાંહાંરે એવું જાણી જપો રણછોડ નામ. ભાવથી. ૪

**( આવો આવો અલબેલા છેલા આ ઘડી એ રાગ )**

રામ નામ ભજવાની રૂડી આ ઘડી, રામનામ ન્યારૂ મુકો નહિં પાઘડી. ટેક
કપટ તજીને હરિગુણ ગાઓ, જન્મ ધર્યાનો હ્યોને લ્હાવો;
પ્રેમ થકી હરિપદને પાઓ. રામનામ. ૧
કામ ક્રોધ મદ મારો મનથી, હું કરતા મુકો તન મનથી;
સુખ પામશો આરે જનમથી. રામનામ. ૨
દયા ધરો રંકપર જીવંન, હાસના દુર કરો સૌ વિષન;
કર ગ્રહો મમ પ્રાણ જીવંન. રામનામ. ૩

દાસ ત્રિવિક્રમ કહે કરજોડી, ગુણ ગાઉં શું મુજ મતિ થોડી;
કૃપા કરો પ્રભુ આળસ મોડી. રામનામ. ૪

છપ્પો.

શ્રીક્રમ કેરૂં નામ, રટોને સહુ નરનારી;
વિનાદુખે સુખ થાય, દયા કરશે મોરારી,
કૃષ્ણ કીરતન સાર, છે આ કળજુગમાંહી;
મન અરપો હરિનેજ, રતિદુખ નથીરે કયાંઇ.
દાન જપ તપ કશું નવ બને, રહેલું હરિનું નામ છે;
સકળ સૃષ્ટિ જો આધાર રૂપ, રામજી પુરણ કામ છે.

## મનને શિખામણ.

(રાગ. જંજાળી જીવડે ભક્તિની જુક્તિ ના જાણી.)

મનવા તું પ્રેમે સાંભળ રામચરિત્રો, અપાર આ સંસારથી તરશે;
જેના છે પુણ્ય પવિત્રોરે. મનવા. ટેક.
રામકથા સુર ધેનુ સમ છે, સુરહીતતનુજ વિમોહી;
શત્રુ ભાવે ભજીને ગયા, રાવણ સમ જગદ્રોહીરે. મનવા. ૧
રામકથા નવ રૂડી રીતે, કદિ સુણી નહિ કાને;
તે જનના તો શ્રવણ વહે છે, વ્યાળ ભવન સમાનેરે. મનવા. ૨
નેત્રે સંતનું કર્યું ન દરસન, આદર ઉરમાં આણી;
મોરે પીંછના ચાંદ સમાને, તે નેત્રો લ્યો જાણીરે. મનવા. ૩
જે રસનાએ રટણ કરે નહિ, રામનામ ગુણ ગાથા;
તેહ જીભ મેંડક સમજાણો, જન્મી વગોવી માતારે. મનવા. ૪
જેન નમે હરિગુરૂ પદને, કુંપદ ધન મદ ધારી;
તેનું શીશ તો તુંબડી સમ છે, ભૂપ ભલે ભીખારીરે. મનવા, ૫

સાંભળી રામ ચરિત્રો રૂડાં, પ્રેમે નવ હરખાતી;
વજ્ર સમાન કઠોર નઠારી, છાતી કપટી તે છાતીરે. મનવા. ૬
રામ ભકિત જેણે ઉર નાણી, વૃથા કુટુંબ વણ ગાડે:
તેને જીવતા મુવા સમ જાણો, ફોગટ આઇ બગાડેરે. મનવા. ૭
કલેશ વૃક્ષને થડથી કાપવા, રામકથાનો કુહાડો:
પ્રેમ લાવીને તે રામ ભજનમાં, લગતી રૂડી લગાડોરે. મનવા. ૮
રામનામ ગુણ રૂડા ચરિત્રો, પારનકોથી પમાએ;
ત્રિવિક્રમ અગણિત કર્મરામનાં, શ્રુતિપણ ગાય સદાએરે. મનવા. ૯

**ત્રોટકછંદ.**

ભવસાગર છે ભય રૂપી અતિ;
પરમેશ વિના નવ કોય પતિ,
નથી સિદ્ધિ લગાર યતિ ધનથી,
ક્ષણભંગૂર દેહ ગણો મનથી. ૧
ઘડી એક વિષય સુખ પ્રાપ્ત થશે,
પળમાં વળિ તે લય પામી જશે;
તજી રાગ અસત્ય વિવેકી ઠરો,
અભિમાન તજી જગ મધ્ય ફરો. ૨
ઘટમાંથી તમામ વિકાર હરો,
સત રૂપ બની સતમાં વિચરો;
પરકામનીને ત્રણ માત ગણો,
લહુવા દુનિયા તણી સર્વ હણો. ૩

**( રાગ. નાથકેસે ગજકો બંધ છોડાયો. )**

**અંતરગત્ય વિચારી; હરિને જો તું અંતરમાંય વિચારી. ટેક.**

સર્વ ગુણ સંપન્ન છેલ છબિલો. ગીરી ગોવરધન ધારી;
શ્રીપતિ વૈકુંઠપુર વસનારો, મોર મુગટ શિર ધારી. હરિ. ૧
અતિ પવિત્ર જગ સુખ દાતા, સુશીળ સૌ હીતકારી;
અગુણ ભંજન સૌમ નરંજન, દુશણ રહીત મોરારી. હરિ. ૨
ગાતા ગુણ જસવેદ રૂડા જેના, વિષ્ણુ સકળ ગુણ ધારી;
પણ મન જેનું જે સાથે રમીયું, તેહને તે સુખકારી. હરિ. ૩
એવા પ્રભુના ગુણને ગા તું, રૂદેમાં લેને તપાસી;
દાસ ત્રિવિક્રમ અખંડ આનંદમાં, રહું એવું દો અવિનાશી. હરિ. ૪

## શાર્દુલ વિક્રીડિત છંદ.

સંગે કોયન આવશે કદિ ભલે, કોટી ઉપાયો કરે;
સારાં કાર્ય કર્યાથી જે યશ મળે, સાથેજ તે સંચરે.
આ સંસાર વિનાશવંત ગણજો, સાચું જરા નાં મળે;
સાચી એકજ શેવના હરિ તણી; સૌ કષ્ટ જેથી ટળે. ૧

## કાળના [illegible] વિશે.

આવેછે જબકાળ ગ્રાસ કરવા, જાણે નહિં બાળ તે,
રોગો શત્રુ સમા પ્રહાર કરીને, બુરા કરે હાલ તે;
શ્વાસે આયુ ઘટે ઘટે જયમ અરે, વારી ફુટેલા ઘટે;
એવું સ્પષ્ટ જણાય તોય પ્રભુને, સંસારીકાં નરટે. ૨
કાયા કંપી જશે ગતિ અટકશે, દંતો પડી સૌ જસે;
આંખે ઝાંખ થશે નકાન સુણશે, લાળો મુખે આવશે,
બુદ્ધિ મંદ થશે જીહ્વા અટકશે, લાકડી ગ્રહી ચાલશે;
એવું વૃદ્ધત્વ આવતાં શ્રીપતિની, ભક્તિ શી રિતે થશે. ૩

## કુંડળિયા.

બેપારી હમ નામકે, પાઇ નામકી સૂઝ;
યામે બ્હોત નફા હુવા, જાનત નહિં અબુઝ,
જાનત નહિં અબુઝ, ઓરસબ જુઠા ધંધા;
ટોટા બ્હોત અપાર, દેખ માયામેં બંદા.
કહે ત્રિવિક્રમદાસ, રામ ભજન અસિ કર ધરિ;
પાઇ નામકી સુજ, નામકે હમ બેપારી. ૧

સાહબેક હમસ્વાનહે, છોડિ લોકકીલાજ;
રૈયે ધણી હજૂરમેં, પેટ ભરનકો કાજ,
પેટ ભરતકો કાજ, નામ જપું દીનરાતું;
કરત વામેં નિભાવ, મૂર્ખ સમજે નહિં બાતુ.
કહે ત્રિવિક્રમદાસ, પ્રભુસેં રહો તુમ ડરકે;
છોડિ લોકકી લાજ, સ્વાનહમ સાહેબકે ૨

### મરાઠી આલની સાખી.

ત્રિક્રમ સાથે તાળી લગાડો,
વિચાર સૌ દૂર મુકી;
કૃપયા ત્યારે શ્રી હરિ કરશે,
મહેનત કરો મન મુકિ;
દામોદર દયા કરશે,
સહુ મનોરથ પુરા કરશે.